# સ્વરાજ્ય-કુસુમાવલી.

સંપાદક અને પ્રકાશક
નંદલાલ ચુનીલાલ બોડીવાલા.

C/o શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કસ લી.
પાંચકુવા દરવાજા બહાર ટાંકી પાસે અમદાવાદ.

પ્રથમાવૃત્તિ ] [ સને ૧૯૨૧

શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કસ લીમીટેડમાં જાની
કનૈયાલાલ મણીલાલે છાપ્યું.

કિં. ૦-૧-૩

## હરેક બન્ધુએ ખાસ વાંચવા લાયક.

## રાષ્ટ્રીય સાહિત્યનાં પુસ્તકો.



મહાત્મા ગાંધીજીનું લખેલું

# હિન્દ-સ્વરાજ્ય.

ઉત્તમ દળદાર પુસ્તક છતાં કિ ૦-૩-૦

| | | |
|---|---|---|
| લો. તિલકનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર | કિ | ૦-૨-૦ |
| મહાત્મા ગાંધીજીનું જીવન ચરિત્ર | કિ | ૦-૬-૦ |
| સ્વરાજ્ય કુસુમાવલી | કિ | ૦-૧-૧ |

પોસ્ટેજ અલગ

લખો યા મળો

નંદલાલ ચુનીલાલ બોડીવાળા

# १ भारत माताने.

अयिभुवन मनोमोहिनी ।
निर्मल सूर्य करो ज्वल धारिणी
जनक, जननी जननी..............अयि;
नील सिन्धु जल धौत चरणतल
अनिल विकम्पित श्यामल अंचल
अंबर चुंबित भाल हिमाचल
शुभ्र तुषार किरीटिनी.... ..........अयि;
प्रथम प्रभात उदित तव गगने
प्रथम सामरव तव तपोबने
प्रथम प्रचारित तव वन भवने
ज्ञान कर्मकत काव्यकाहिनी........अयि;
चिरकल्याणमयी तुमि धन्य
देश विदेशे चितरह अन्न
जान्हवी जमुना विगलित करुणा
पूज्य पीयुप सान्वय धारिणी........अयि;

रवीन्द्रनाथ ठाकूर.

## ૨ ભારત માતા જે

જય યશવતી રસવતી ભારતી.
ભારતી અમરાવતી — જય

અથર્વપદ પ્રક્ષાલન કરતો
અરૂણ ત્રિધા આરાત્રિક રસનો
અનિલ ત્રિવિધી નીશદિન સંચરતો—જય

ભૃગુસુત રઘુવર અંકે ખેલ્યા
વ્યાસ કપિલ ઉછંગ ઉછેર્યા
સાવિત્રી સીતા દમયંતી
સાશ્વત કીર્તી આંહીજ ગર્જતી—જય

ચતુરવેદ સંગીત તવપાસે
બ્રહ્મતેજ તવ વદને વાસે
દેવ પ્રિયે દુર્ગા દર્શન—જય

કલ્યાણ મયી કરૂણા મયી માતા
દેશ વિદેશની પોષણ દાતા
ગંગા યમુના હિમગિરિ ધારિણી
ભદ્ર સુભદ્ર ત્રિભુવન મોહિની—જય.

આશ્રમ—વઢવાણ શહેર.

# ३ वन्देमातरम्.

## वन्देमातरम्.

सुजलां, सुफलां मलयज शीतलां,
शस्यश्यामलां, मातरं,
शुभ्र ज्योत्स्नां पुलकित यामिनी,
फुल्ल कुसुमित द्रुमदल शोभिनी,
सुहासिनीं, समधुर भाषिणीं,
सुखवदां, वरदां, मातरं ॥

सप्त कोटि कंठ कल कल निनाद कराले,
द्विसप्त कोटि भुजैर्धृत शरकरवाले,
केवले मा तुमि अबले ?
बहुबल धारिणी नमामि तारिणीं,
रिपुदल वारिणीं, मातरं ॥
तुमि विद्या, तुमि धर्म,
तुमि हृदि, तुमि मर्म,
त्वंहि प्राणाः शरीरे ॥
बाहुते तुमि माशक्ति,
हृदये तुमि मा भक्ति,

तांमारइ प्रतिमा गडि मन्दिरे मन्दिरे ॥
त्वहि दुर्गा दश प्रहरण धारिणी,
बानो बिद्या दाईनी नमामि त्वाम्
नमामि कमला, अमला अतुला,
सुजलां सुफलां, मातरम् ॥
वन्दे मातरम् ॥
श्यामलां सरलां सुस्मितां, भूषिता
धरणीं, भरणीं, मातरम् ॥

( स्व. बंकिमचंद्र चट्टोपाध्याय )

## ४ ખાકે હિંદ ( ગૂજરાતીમાં )

અમ હિંદ ભૂમિ તારો મહિમા દિગંત ગાજે,
રેલી અમીનિધિ કૈં, કુદરત તને નવાજે.
તુજ ભાલપર સનાતન, સૌંદર્ય તેજ રાજે,
જોઈ જગે નિરખતાં, તારીજ ડેવ આજે.
પ્રતિપ્રાત બાળ ભાનુ, તુજ આરતી ઉતારી,
હિમા દ્રિકેશ તારા, કિરણો થકી સમારે. ૧
સંસ્કૃતિ પૂર અહીંથી, ફેલ્યાં દિશાએ ચારે,
ચિન અબને કિનારે, ચેતન અબજ પ્રસારે.
આલમ બધી છવાઈ, અજ્ઞાન અંધકાર,

આ ભૂમિ દીપ ર્હાઈ, ઘેરે ભૂલ્યાંને ધવારે.
ક્રિસેન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિંદ આંગણુ, રેલી ઉષા સુવાની. ૨
પૂરાણુ દેવભૂમિ, કીધ ગૌતમે યશાળી,
તજી દેશ સરસદેનિજ, અહિં દેહને પ્રજાળી.
પોષી પ્રજાત્વ પ્રીતે, કંઈ અકબરે ઉજાળી,
સિંચીરૂધિરે ચણે, સૂરવાડી આ રસાળી.
આ ભૂમિની સમાધિ, શૂરવીર સૌ સૂતા છે:
ખંડેર અસ્થિ જેના, અમ અણુમૂલિ મનાદે. ૩
માધુર્યને મૃદુતા, એનાય ફુલ ફળોમાં,
કરતા કળા કલાપિ, આજેયે જંગલોમાં-
ઘનવીજના કડાકા, એનાએ વાદળોમાં,
પણ વ્યાપી રહી શિથિલતા, અમ દિલની ચળવળોમાં
એનીએ સંસ્કૃતિકૈં દેતી પ્રેકાશ અમને,
વહાલું વતન રહ્યું ના, વ્હાલો વિનાશ અમને ૪
વરસોથી વામવિધિ:, પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પટે ભૂંસાઇ જે સંસ્કૃતિ અમારી.
પૂરિ થઇ હજી જરી નહિ નિંદ ધન અમારી,
શબસમ કફન વિનાની, ભુમિ હિંદ જે અમારી,
જેનાં ખૂબી ખજાના, ઉલટા વહી રહ્યાં છે
ક્રમ ભાગ્ય વારસો કૈં, ગાફેલ સૂઇ રહ્યાં છે. ૫

વિભુ દેશ પ્રેમ જ્યોતિ, હદ થઇ હવે જગાવો,
ભૂલ્યા બધિર કાનો-માં મંત્ર કંઈ સુણાવો.
ચેતન વિહીન ખોખાં, ચેતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મ રાશિમાંથી, ચિણગારી કંઇ ઉડાવો,
વ્હાલું વતન સમાયે. નયનોમાં તાર થઇને,
શીરમાં ખુમારી થઈને, દિલમાં કરાર થઇને. ૬
ફુલબાગ શોખિનોને, ફૂલથી લગન મુબારક.
રંગે રસિક જનને, રસના ઝીલન મુબારક-
બુલબુલને ગુલ મુબારક, ગુલને ચમન મુબારક,
બેલી વિનાના અમને, વ્હાલું વતન મુબારક.
નંદનવને આ ખીલશે, અમઉર પ્રફુલ્લ કળીશું.
જે જનની અંક ઝુલ્યા, તે અંકમાં ઢળીશું. ૭
ભોજન ભૂખ્યને અમને, વ્હાલાં છે નૂર વતનના,
નયનોની રોશનીએ; સુખ સત્યએ જીવનના,
ઝળહળી ઝગે છે જ્યોતિ રગ રગએ પ્રેમ અગનના,
વ્હાલા કુસુમ સમ છે, કાંટા છે આચમનના.
છે ચર્ણું ધૂલિ જેની, અમભસ્મ લેપતનને,
મરીને. અરે ચાહીશું, પ્યારા વતન કફનને. ૮

હિંદની ભસ્મો એક અણું

## ૫ ભારતના મહિમા.

( આશા ભર્યાં અમે આવીયાં મારે વ્હાલે રમાડયાં રાસરે—એ રાગ )

અવનિ-ઉછંગમાંહિ ઓપતી ને અંહ સંત-સુભટ કેરી માતરે

ધન્ય મારી ભારત ભૂમિરે, ટેકo

વિદ્યા-કલાની રૂડી વાટિકા ને તારા ગર્ભે રતન-મણિ ખાતરે-ધન્ય

ચરણે મહાનીર શોધવે ને શિર છત્તર હિમાલય પ્હાડરે-ધન્ય;

માથે મુકુટ માયે ધર્યો છે કાશ્મીરી મ્હા મૂલ્યવાનરે-ધન્ય

હૈયે હીરાના હારલ રે વાહે સિંધુપગંગાનાં નીરરે- ધન્ય,

ઉરે ભર્યા શુરહૃધડા તે ધાવે શીખ-રજપૂત રણધીરરે-ધન્ય,

કેડે કટિબંધ મેખલારે વિંધ્ય-અરબુગિરિ તણી હારરે-ધન્ય.

જમણે ફરૂકે મારી માવડીરે તારો પાલવડો કચ્છ ગુજરાતરે-ધન્ય

ડાબી ભૂજાએ ભેળી ભુંગળોને ડંક વાગે સુદેશ બંગાળરે-ધન્ય,

ભારત ભૂમિરે મારી ભારત ભૂમિરે તારી રિદ્ધિ સિદ્ધિનો નહિ પારરે-ધન્ય,

વરસો વરસ તારા આંગણાંરે થાય અન્નતણા અંબારરે—ધન્ય.

જુવાર ઘહુ ને બાજરીને વળી ચોખા-કઠોળ નહિ પારરે-ધન્ય,

લાખો ખેતરમાં નીપજેરે તારા મોંઘા તે મૂલના કપાસરે-ધન્ય,

આંબા ગુલાબની વાડીયો ને વળી અમૂલખ ઝુલતાં ઝાડરે-ધન્ય.

રિદ્ધિ ને સિદ્ધિ તારી એવી ઘણી જેને ગણતાં ન આવે પારરે-ધન્ય.

સારા જગતની સંપત્તિરે તારા આંગણીએ એકઠી જણાયરે-ધન્ય.

ભારત ભૂમિરે મારી તીરથ ભૂમિરે તારા પુણ્ય તણોરે નહિ પારરે-ધન્ય.

તેતરીશ કોટિ અતિબલિરે તારા ખોળામાં ખેલતાં બાળરે-ધન્ય.

આર્ય-મુસલમાન-પારસી તે મારી માડીના જાયા વીરરે-ધન્ય;
સંપે મળીને એક સાથે અહો તારી સેવા કને મહાધીરરે-ધન્ય.
સ્વામી દયાનંદ, ગુરૂગોવિંદ, રામમોહન, વિવેકાનંદરે-ધન્ય.
ધર્મના સુધારામાં વેચી ગયારે નિજ કાય, તે આનંદ કંદરે-ધન્ય
દેવશા દીકરા દાદા થયાને વળી કર્મવીર ગોખલે મહાનરે-ધન્ય
વિધ વિધવિઘ્નો ટાળી ગયા ને તારાં વિશ્વે વધાર્યાં માનરે-ધન્ય
આજેય દેશભક્ત એવા અનેક તારા ચરણે ખડા મારીરે-ધન્ય
દખ્ખણુમાં દીકરો તિલક રમે ને વીર ગાંધી છે હિંદુસ્તાન-ધન્ય
ભૂમિ પંજાબમાં રાખી છે નેક ટેક લાલા તે લાજપતિરાયરે-ધન્ય.
દેશબંધુ કેસરી ગાજી રહયો છે બંગદેશે મહાથતિમાનરે-ધન્ય
લાખો કરોડો આવા સાધુ-સુપુત તારી રક્ષા કરે મારી માયરે-
ધન્ય,
સુખ દુઃખ ઉર કાંઇ લેખે નહિ ને તારી ભક્તિનાં દિવ્ય ગીત
ગાયરે-ધન્ય.
અમર તપોરે માત અમર તપોરે તારા બેટાનો નામ
મહિમમાયરે ધન્ય.
આનંદ વિજય હરિશંકર સદાય શુભ વાયુ ' સ્વરાજ્ય ' આજ
વાયરે-ધન્ય

## ૬ મંત્ર વંન્દે માતરમ.

શુદ્ધ સુંદર અતિમનોહર, મંત્ર વન્દે માતરમ્,
મહલ સુખકર દુખહારી, મંત્ર વંદે માતરમ્,

મંત્ર યહહૈ જંત્ર યહહૈ, તંત્ર વંદે માતરમ્,
સિદ્ધિદાયક, અતિ બુદ્ધિદાયક, મંત્ર વંદે માતરમ્,
ઓજમય, બલકાંતિમય, સુખશાન્તિ વંદે માતરમ,
મતિ પ્રદાયક અતિ સહાયક, મંત્ર વન્દે માતરમ.
હરઘડી હરબાર હો, હરનામ વન્દે માતરમ,
હરદમ હંમેશાં બોલીયે, ગુરૂ મંત્ર વંદે માતરમ્,
જપીયે નીરંતર શુદ્ધ મુનસે મંત્ર વંદે માતરમ,
સોતે સમય ખાતે સમય, કલગાન વંદે માતરમ,
આઠો પ્રહર દિનમેં રહે મૃદુતાન વંદે માતરમ,
મુખસે હૃદયસે રાત દિન હો, જાપ વંદે માતરમ,
તેગસે શીર ભીકટે, ભૂલો ન વન્દે માતરમ,
મ્હોતની ઘડીમાં ગુંજાદો નાદ વન્દે માતરમ,
જેલમે હતોગે જપો, શુભ જાપ વંદે માતરમ,
બેડીયાં ઝંકાર દે, શુભતાન વન્દે માતરમ,
વીર ગોળી તોપકી હૈ, આડ વન્દે માતરમ,
તેગ બરછી કે લીયે, હૈ ઢાલ વંદે માતરમ,
કર્ણકા દઢ કવચ હૈ. એક શબ્દ વન્દે માતરમ,
વિશ્વ વિજયી, શત્રુ વિજયી, મંત્ર વંદે માતરમ,

## ૭ વંદે માતરમ્.

પુણ્ય પ્રાતઃ સ્મરણ એકજ મંત્ર, વંદે માતરમ.
એજ ચીંતન એજ કીર્તન, ,,

રટન એ છે પઠન એ છે, ”
તરણુ તારણુ ને ઉદ્ધારણુ, ”
વેદવાણી એ સુધાસમ, ”
તુરંગ સ્વર્ગ મનાવનાર જંત્ર, ”
બેડી પુંષ્પ બનાવનારૂં તંત્ર, ”
તોપના ગોળા છુટે ત્યાં ઢાલ, ”
તેગ બરછીને અસિની આડ, ”
અરિ વિદારક વિપદ સહાયક સૂત્ર, ”
વિશ્વજેતા—કાર્યનેતા એજ, ”
આત્મ શુદ્ધિ, રિદ્ધિ સિદ્ધિ. ”

## ૮ ભારત સ્તવન.

જન ગણ મન અધિનાયક જય હે ભારત ભાગ્ય વિધાતા,
જયહે જયહે જયહે જય, જય, જય, હે. ટેક.

પંજાબ સિંધ ગૂજરાત મરાઠ,
દ્રાવિડ ઉત્કલ બંગ,
વિંધ્યા હિમાચલ યમુના ગંગા,
ઉચ્છલ જલધિ તરંગ,
તવ શુભ નામે જાગે. તવ શુભ આશિષ માગે,
ગાહે તવજય ગાથા,
જન ગણ મંગલ દાયક જયહે ભારત
જયહે ભાગ્ય વિધાતા જયહે.
અહરહ તવ આહ્વાન પ્રચારિત,

શુનિ તવ ઉદાર વાણી,
હિંદુ બૌદ્ધ શિખ પારસીક
મુસલમાન ક્રિસ્તાની
પૂરવ પશ્ચિમ આસે, તવ સિંહાસન પાસે
પ્રેમહાર હયગાથા,
જન ગણ ઐક્ય વિધાયક જયહે,
ભારત ભાગ્ય વિધાતા-જયહે,
પતન અભ્યુદય બંધુર પંથા
યુગયુગધાવિત યાત્રી,
તુમિ ચિર સારથી તવરથ ચક્રે,
મુખરિત પથ દિનરાત્રી,
દારૂણ વિપ્લવ માગે, તવશંખ ધ્વનિવાજે, સંકટ દુઃખ ત્રાતા.
જન ગણપથ પરિચાયક જયહે, ભારત ભાગ્ય વિધાતા. જયહે.
ઘોર તિમિર ઘન નિબિડ નિશિથે પીડિત મૂર્ચ્છિત દેશે.
જાગૃત છિલ તવ અવિચલ મંગલ નત ન[illegible] અનિમેષે,
દુઃસ્વપ્ને આતંકે રક્ષા કરીલે અંકે, સ્નેહમયી તુમિ માતા,
જન ગણ દુઃખ નાશક જયહે, ભારત ભાગ્ય વિધા જયહે;
રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છવિ શુનિતવ ઉદારવાણી,
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ. નવજીવન રસ ઢાકે,
તવ કરૂણા રૂણ રણ રાગે નિદ્રિત ભારત જાગે, તવ ચરણે
નતમાથા.
જય જય જય હે જય રાજેશ્વર ભારત ભાગ્ય વિધાતા જયહે,

## ९ मातृ वन्दना.

हे मातृभूमि तेरे, चरणोंमें सिर नमाउँ,
मैं भक्ति भेट अपनी, तेरी शरणमें लाउँ ॥ टेक.
माथे पै तू हो चंदन, छातीपै तू हो माला,
जिह्वा पे गीत तू हो, मैं तेरा नाम गाउँ ॥ ऐ०
जिससे सपुत उपजे, श्रीराम कृष्ण जैसे,
उस तेरी धूलिको में, निज शीस पै चढाउँ ॥ ऐ०
मानी समुद्र जिसकी, धूलिका पान करके,
करता है मान तेरा, उस पैरको मनाउँ ॥ ऐ०
बेदेश मानवाले, चढकर उतर गये सब,
गोरे रहे मकाले, तुझको ही एक पाउ ॥ ऐ०
सेवामां तेरी सारी, भेदोंकों भूल जाउँ ।
वह पुण्य नाम तेरा, प्रतिदिन सुनू सुनाउँ ॥ ऐ०
तेरेही काम आउँ, तेराही मंत्र गाउं,
मन और देह तुझ पर, बलिदानमें चढाउँ ॥ ऐ०

## १० भारत हमारा देश है.

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારન, હમકુછ ન કુછ કર જાયેંગે,

ભારત હમારી માતૃ ભૂમિ, ઉસકા ઋણ હમ પર હૈ બહુત;
ઉસકે મિટાનેકે લીયે, હમ કુછ ને કુછ કર જાયેગે.
ધર્મ વિદ્યા ઔર ધનસે. ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિકે માર્ગમે, હમ કુછને કુછ કર જાયેંગે.
ભારત કે ઉધ્ધાર હેતુ, 'કૃષ્ણ જન્મે જેલમેં
તો ફિર ભલા હમ કયોં ડરેંગે, કુછ ન કુછ કર જાયંગે
ચાહે કિતને કષ્ટ હમપર, કયાં ન હો ઉસકેલીયે.
સબ સહેંગે મર મિટેંગે, કુછ ન કુછ કર જાયેંગે.
સ્વામી સત્યદેવજી.

## ૧૧ સોરઠ ભૂમિને.

( રાજારાણા અક્કડ શાના–એ રાગ. )

પદ કમલે ઢળીએ મળીને પ્રિય માતું અમારી મોંઘેરી;
સોરઠ ભૂમિ! ગુંજીએ ગરબી ગુણગીતા ત્હારી મધુરી.
પોષની તોષતી હોંસથી હરદમ અધિક અધિક જનની અમને;
ઢોળતી અઢળક અમપર અંતરની મીઠલડી વ્યાલપને,
પ્રાચિન કાલે ઝગઝગતી અહિં પ્રગતિરવિરશ્મિમાં લાડુ.
તેજ તું આજ અધોગત જાતાં, સ્વાધીનતાના રખવાળા.
મહિપતને મંત્રી જનપ્ર વિભુ ! મંગળ અર્પોનેક મતિ,
આપી વર્ગ સમ આપ પ્રજાપર વિક આવે અમી ભક્તિ રતિ.
રામ રાજયના સૌ રાષ્ટ્રે પ્રભુ ! પૂરો પ્રભાવો મધમધતા,
સ્વાભિમાન સ્વહક્ક સમજતી વિલસાવો સોરઠ જનતા.

## ૧૨ ભારતનો જય.

જય ભારતી, જય ભારતી, જય ભારતી, જય ભારતી,
અમૃત ઝરણ વરસાવનારી માત જય જય ભારતી, જય.
તુજ હૃદય પટમાં રામ જેવા ધર્મ ધારક નર થયા,
વીર ભીષ્મ અર્જુન કરણ ત્હારાં નામને ગજવી ગયાં,
સ્મરાંજલી આપે ગીતા મહા કૃષ્ણ પ્રભુજીની ઈહાં,
સાક્ષી ભૂતે ચાણક્ય મહામુનિ વ્યાસના વધે રહ્યા,
ગુણ ગાય હર્ષે શિવ જેના શિષ ગંગે ગાજતી,=જય,
શીતળ ગિરિવર શૃંગપર ઋષિઓ સમાધિ સાધતા.
બળ બુદ્ધિના પ્રેરક સદા તુજ શકિતને આરાધતા,
જે સત્યતા નીતિ જ્ઞાન ધર્મિષ્ઠતા ધારી હતાં,
મહા દિવ્ય જેના રજકણો અદ્યપિ હૃદને સ્ફુરતા.
જ્ઞાની મહા વિજ્ઞાની નર માતા સઘતું ધારતી જય.
સ્મશાનથી રણ ઘોષ શુરા આજ પણ સંભળાવતી,
પરમાર્થી વિક્રમના શૂરા રણકાર કાને આવતા,
નાનક ગુરૂ ગોવિંદના શૂરો અલૌકિક લાગતાં,
ઉર ઐકયના મહામંત્ર જેથી આજ પળપળ જાગતા.
તુજ શકિતના સ્મરણો થતાં રક્ષના અધિક ઉચ્ચારતી-જય.
બાંધવ બન્યા ઈસ્લામી હિંદુ આજ તુજ શરણે રહી,
અકબર તણી પોષેલ વેલી આજ નવ પલ્લવ થઈ,
કૃતાર્થી કરતું કાર્ય જનની ઉરથી આશિષ દઈ.
જય શકિત ધારિણી; જગત મંગળ કારિણી-જય.

## ૧૩ હિંદમાતાનું પૂજન.

જન્મ ભૂમિ પૂજવાને જઈએરે, ઓ બ્હેનીઓ! જન્મભૂમિ
પૂજવાને જઈએરે.

સ્વર્ગથીય મોંઘી આ અમોલી હિંદ મૈયા
તન મન ધન અર્પી ધન્ય થઈએરે-ઓ બ્હેનીઓ.
ગાજી મંગલા અનેરી મારી મંદિરે આ
આરતીની જ્યોત લલીલ લઈએરે-ઓ બ્હેનીઓ,
સત્ય પ્રેમ ધર્મ નીતિને પવિત્રતાના
પત્ર પુષ્પ ધુપ ધરી જઈએરે-ઓ બ્હેનીઓ.
રમે ચાચરમાં સાધુ બાલ વીરબાળ
માનીએ પ્રસાદી વસા હોય રે-ઓ બ્હેનીઓ.
ભક્તિની સુવાસ ત્યાગની મીઠાશ શોભાં
આત્મ દાનિ: માતુ હે ગ્રહીએરે-ઓ બ્હેનીઓ.
અરૂણ રંગ તેજ મધુર માજી મુગટ સ્હોયા
ગગનપાર હ્રદયગાન વહીએરે--ઓ બ્હેનીઓ.
ઘંટારવ-શંખનાદ ઉદય વાદ્ય વાગ્યાં
જાગૃતિનો સ્વચ્છ બધે દઈએ રે ઓ બ્હેનીઓ,
આવો, માજી મંડપમાં બાલ વ્હાલ ઘેલાં
જીવન સકળ સેવનમાં રહીએરે-ઓ બ્હેનીઓ

## ૧૪ ભારત માતાની આરતી.

જયમાત, જયમાત, જય ભારત માતા જય ભારત માતા.
સર્વ મળી સંતાનો, ગુણ ત્હારાં ગાનાં; જય.

તેત્રીશ કોટિમા, ત્હારા સંતાનો, મા તારા સંતાનો,
તુજ સેવાને અર્થે કેડ કસી મચીયે; જય,
સ્વતંત્રતા દેવી, આજ પરાધીન થઇ, મા આજ પરાધીન થઇ
સ્વતંત્ર ફરીને કરવા પ્રાણ પણ કરીએ, જય.
વ્હેમ અને અજ્ઞાન, ગરીબાઇ સાથે, માગરી બાઈ સાથે,
પીડે છે અમને બહુ, તેને દૂર કરશું, જય
તુજ સંતાન પરે, જુલમ ઘણા ગુજરે. મા જુલમઘણા ગુજરે,
ભૂખ્યા તરસ્યા રવડે લડથડીઆં ખાયેક જય,
પરદેશે પીડાય ત્હારાં સંતાનો, મા ત્હારાં સંતાનો,
સ્વાર્થી જુલ્મી લોકો રાક્ષક થઇ કાઢે. જય.
નથી સહન થાતાં આવા કષ્ટ હવે, મા આવા કષ્ટ હવે,
શ્રદ્ધા વીર્ય અમોને, રગે રગે ભરીદે, જય,

આશ્રમ વઢવાણ શહેર.

## ૧૫ માડીની ઝુંપડી.

દુઃખીયાનો વિસામોરે માડી તારી ઝુંપડી,
રણ વગડાનો છાંયોરે, આંધળીયાની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીયા સંતાય,
વિમલ કમલ દલપર પંખીડા, બ્રહ્મ લીલાને ગાય.
રઢીયાળીઓ વાડીરે, સોહવતી જે ઝુંપડી.
આજે ખાવા ધાતીરે, નિર્જન રણમાં ઝુંપડી, દુખિયાં.
ધર્મ કર્મ રસ કસ લુંટાયું, ઘર ઘર વખરી હીર,

છતી સંતતિ સત્વ લુંટાયું, ખેંચાયા તુજ ચીર.
લૂંટાતીઓ માડીરે, ખાલી ત્હારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારીરે, માડી ત્હારી ઝુંપડી. દુખિયાં.

ધનરૂપી ખેતર સૂકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
શાંતિ વિભુની આંખડી દેખી, પંખીડા પામે ત્રાસ.
તેને રંડાડે સ્હાતીરે, માડી તારી ઝુંપડી,
પોષણીયાં શી પાતીરે, આછી જાડી રાબડી. દુખિયાં,

વન વીંટયા સીંચાણે સઘળાં અવશ પડયા તુજ બાળ,
ઠામ ઠર્યાને હુડધુત કરીને, રણુ વગડે દેમાર,
અંકે લેવા ધાતીરે, તેને માતા રાંકડી,
શીળી છાંયે છાતીરે, માડી તારી ઝુંપડી, દુખિયાં.

ચણુ ચણુ કાજે વનવન વીંઝે, તુજ બાલુડાં પાંખ,
પણુ સુખ દુઃખના લ્હાણાં લેવા, ઠરતી તુજ પર આંખ,
અંતે તું સંઘરતીરે, માતા મારી દુબળી,
પ્રભુનો પથ દાખવતીરે, માડી તારી ઝુંપડી,
તુંજ જીવન અમ તુંજ સર્વસ્વ, તુંજ સુધાનો સાર
મૂર્તિમતી વત્સલતા દેવી તું સૂર લોકનું દ્વાર.
નંદનવનશી વ્હાલીરે, અમને તારી ઝુંપડી,
જન્મ ભૂમિ વ્રત પાળીરે, શણુગારીશું ઝુંપડી.

જીવા અમીચંદ.

## ૧૬ પ્રભુની મોંઘી માતા.

પ્રભુની મોંઘીઓ માતા! ઓ સુંદરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખ શાતા, વહશે ક્યારે નવ ગુંજ !
તુજ દૈવી પુણ્ય પુરાણુ પ્રભાનો કરજો પુન રૂદ્ધાર,
ઓ ભારતમાત વિચાર,

તુજ પ્રજા બધીઆ ઉભી, વરવા નવરંગ પ્રભાત,
સહુ મોહ ગયા અમ ડુબીને વીતી ગઇ છે રાત.
આવે પગલાં શુભ 'નવજીવન'નાં, ઉઠ જગતને કાજ,
ઓ ભારતમાતા ગાજ,

દોરવ અમને સદ્ધર્મ, દોરવ અમને સુપંથ,
નિર્ભયતા ભર અમ કરમે, ને શૌર્ય અખંડ અનંત.
સાતે આકાશ પડે શીર પર પણ હઠીયેના તલપૂર,
ઓ ભારત બન બહાદુર.

અર્ધી દુનિયા રહે તાકી, તુજને કરવા સ્વાધીન,
ખખડાવે શસ્ત્ર તુમાખી, સમજી અમને બળહીન.
પણ અર્ધ જગત શું બાથ ભરી તુજ કાજે મરશું વીર.
ઓ ભા[illegible]! ધરજે ધીર.

જુગ જુગની વીર્ય સમૃદ્ધિ, જુગ જુગનું તેજસ સત્વ,
તુજ ઉંડી આભન સિદ્ધિ, જે પામી જગનું તત્વ
તે કરી સચેતન ફરી જગવશે જય ધુન તુજ સંતાન,
ઓ ભારત થા બળવાન.

જગ ભલે અસત્યે જીતે, જગ ભલે તણાય અધર્મ
તુજ અંતર તેજ સુરીતે તું જાગવ એ તમમાંય.
છે તો લાવુ દેવાં ગણુમાં દાનવ માનવને યુદ્ધ,
ઓ ભારત? રહેજે શુદ્ધ,

તુજ ઉન્નત તીર્થ દ્વારે, જગને કરવી મહેમાન
રેલવવાં નવ અવતારે, જુગ જૂનાં ઉરના ગાન.
સાગર સાગરની લહરીઓ શું. ઉર ઉર ઉછળે આશ,
ઓ ભારત માત! પ્રકાશ,

ઓ માત અમે સહુ હારાં, તુજ કીર્તિ અમારૂં સર્વ,
રજની ભરતા જયમ તારા, રાખે રજનીનો ગર્વ,
દેહાક અને ખુણે ખુણેથી ધસશું હારે દ્વાર,
ઓ ભારત માત? પુકાર.

ખબરદાર.

## ૧૭ જન્મ ભૂમિનુ પૂજન.

જય મંગલ પ્રિય જન્મ ભૂમિનું ગજાવીયે.
ભગીરથ સમ વિરલ વીર. ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ. જય.
જનની અંક ઝુલીયે ઝનુની રંગ ઝીલીયે,
આત્મ બળ ઉજાસથી બધું ઉજાળીયે. જય.
સત્ય અર્થ સજજ થાઓ, વિજય વાવટો ઉડાઓ,
વીર ધમથી ધરા સદા ધ્રૂજાવીયે. જય.

સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઇ પ્રવૃત્ત,
ઘુમીએ ઝઝુમી જંગતો મચાવીએ, જય,
ભૂતળ ફોડી ફેડીયે, ઉંડી જડો ઉખેડોયે,
દોરને દમામ દેશનો જમાવીયે; જય,
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિ યજ્ઞ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાન હોમીયે, જય,
માતુ દીન દુભાય છે, સપુત! પીડા પીછાનીયે,
દુધ દીયાવીએ ઉમંગને વધાવીએ
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મ ભાવથી બધુ પ્રભુ મય પીછાનીયે, જય,

લલીત.

## ૧૮ હિંદદેવીનો સંદેશ.

કોઈ મારા તંનુજોને કહેજો જરૂર
જનેતા તમારી માગે મરણ

મારે આંસુડે અવનિ માકારકડે
ચક્ષુ સરિતા પ્રયાસે ન રોકી રહે
તેત્રીશ કોટી તજી જાવું કોને શરણ—જનેતા.
પગલે પગલે પડું શૂળ સાલે મને
ઘોર ઘોર ઘટા ઘન જામી વને
છાઈ રાત્રી અમાવાસ્યાની ચોગમ —જનેતા,

અંગે ઉઝરડા કેશ છુટા દીસે,
મારે મુખડે દયા દાનવમાં વસે,
કેમ દિલડા ડોલે ન દયાળુ સજન —જનેતા.
મારા ચિર ચોપાસ ખેંચાઈ રહ્યા
કૃષ્ણ સરખા વીર મારે મોંઘા થયા
હાય જીવ શિયળ જતાં જશે મારૂં જીવન—જનેતા.
અહીંથી જગને પરોપકાર પાક મળ્યો
અહીંથી સત્ય સુધર્મ સંચાર થયો
શાંત સ્વરથી સુણાવજો એનું સ્મરણ. જનેતા,
મારે હૈડે હુતાશ હોલાય નહીં,
લાજ આવે છે, બધું બોલાય નહીં,
રાહ જોતાં જોતાં વીત્યા યુગ અગણ —જનેતા.

કવિ હંસરાજ

## ૧૯ હિંદમાતાનો વિલાપ.

કોણ કને ઉર ખોલું સમજ કોણ કને ઉર ખોલું
બળું ઉભી ઉભી શું બોલું આજ-કોણકને-
કંઠ રૂંધાયે, હૈયું વિંધાયે, નેણે નીર ભરાયે
શબ્દ ન આવે શુદ્ધ અધર પર કહેતાં કાંતિ હરાયે-આજ
પશ્ચિમ કેરા મોહક નાદે, બ્હેરાં શૂન્ય બધાયે
કોણ સુણે છે મારૂં કાને, ઉલટા વાળ ઉડાવે —આજ.
તેત્રીસ કોટી છોરૂં છતાં શે, વંધ્યા રૂપ સ્હેવાયે

મુજ યૌવન પર મોહ્યા નિશાચરહુ, પણ પગલાં ન લેવાય-આજ
દિવ્યાં બર દિવ્યા ભરણે થી, સજજ હતી સર્વાંગે
જોતી જગને મમ ચરણામૃત, પીતું સર્વ પ્રસંગે-આજ
વામન પગલે ત્રિભુવન તોળ્યું હુથી કેમ ભુલાયે
રચવા સ્વર્ગ સમર્થ હતા તે, જનમ્યા આ કુખમાહે-આજ
દેશ ફર્યો ને વેશ ફર્યો અને ભાષા પણ બદલાઇ
શ્યામ વર્ણથી મારા તનુજો, માત્ર શકું છું માની-આજ
વિશ્વભ-ણુ ધન ધાન્ય હતું ત્યાં, આજે મુખ ભવાર્થ
અર્ધ ભુખ્યું વૈરાટ ઉદર મમ જઠરા મધ્યે લખાયે-આજ
માંસ ધિર રહિત શરીરનું પિંજર પડુ પડુ થાયે.
અનેક સદીથી રકત ચુસાયે. હાય હોશે જવારે-આજ
આમ્ર ભુમિમાં લીંબવવાયે. બાવળ વાડ કરાયે
સંકર તે શંકર સમ આવે, પુણ્ય પગે કચરાયે-આજ
સાધિ ઉપાધિ નિલાયતી ભ્રમ કેરી સમાધિ લગાવે
આજ ઘણા જડવાદી જુવાનો, મુજ શિર છુરી હુલાવે-આજ

૨૦

જો મન સ્વદેશ ભક્તિન જામી—એ રાગ

મુજ પુત્ર પુત્રીઓ જાગો,
આળસને શંકા ત્યાગો,— મુજ
મુજ સ્વતંત્રતા લુંટાણી
સ્થળસ્થળમાં હુ કુટાણી— મુજ

નિસ્તેજ બની હું આજ, ગયા મુજરાજ
હવે ઝટ જાગો. —મુજ
મુજ પેટે પડીયા ખાડા
પરદેશી બનીયા જાડા
નથી વસ્ત્ર પહેરવા કાજ લુંટાણી લાજ
હવે ઝટ જાગો— મુજ
સર્વાંગે ખોખરી થઈ છું,
રાંકજેવી ઉભી રહી છું
કરવા મુજને ટક્કાર, બનો તૈયાર,
ખરેખર જાગો— મુજ
પરદેશી બેડી તોડો
સ્વાતંત્ર્ય કાજ સૌ દોડો
ઘો સ્વરાજ ડંકો આજ, માતને કાજ
વીર્ય પ્રગટાવો— મુજ

## ૨૧ હિંન્દમાતની હાક.

સૌ સ્નેહે બનો સત્યાગ્રહીરે--એ રાગ.

હાક સુણો સહુ હિંદમાતનીરે,
ધરો કાન બધા સંતાન— હાક
નિર્ભયતા ભરો રોમરોમ મારે,
ભય ડર સૌ કરો દેશપાર— હાક
લૂંટાંતી ને કૂટાતી હું બધેરે,

કરો વીરા હવે મારી વ્હાર— હાક
પરદેશી કાપડ અડશો નહીં રે,
એમાં મારૂં છે રક્તને માંસ— હાક
પરતંત્ર હવે રહેશો નહિં રે
ડંકો મારો સ્વરાજ્યનો આજ— હાક

૨૨

વસે શું હિંદમાં એવા મૂઢાત્મા હરામી,
ન બોલ્યા મુખ મારો કોશ, આમુજ માતૃભૂમી,
હતા સિંહમુજ દીકરા, અર્જુન ભીષ્મ સમાન,
થયા આજ તે દીપડા, સુખૈશ્વર્યે ગુમાન,
હતી હું પૂર્વે કેવી, આજ મારી શી દશા છે,
ન જાણે જે નરો તેની છે કાયા આ નકામી— વસે
યજ્ઞ અગ્નિના ધુમ્રથી વૃષ્ટિ પામતા જેહ
આજ તમાકુ ધુમ્રથી ભ્રષ્ટ કરે છે દેહ.
જીવે જેમ પ્રાણી પોરા. તેવી કાયા બનાવે,
ખરેખર ભાર છે એવા, નરો અવતાર પામી— વસે
રામ કૃષ્ણ હાકયાં ગયા, કયાં તે ઋષિ સંતાન,
વસિષ્ટ કશ્યપ અંગિરા, તે ગુજ તેમ સમાન,
મંત્રો તંત્રોથી મારી કાયા રક્ષણ જયાં થતીતી,
બની હું વ્હેમનું ભક્ષણ, અહ થઇ હું કેવી— વસે

મહારાણીશંકર

# ૨૩ ભારત સંતાનોને સંદેશ.

(ચરચરી છંદ) (રાગ સોરઠ-ઝંપતાલ)

સિંહનાં સંતાન છો તરણું મુખે ધરશો નહિ?
જગવંદ્ય ભારત માતનાં પદ પંકજો, તજશો નહિ! સિંહનાં૦
હાકલ પુરાણી હિન્દની નભ મંડળે ગાજી રહી?
"બળિયા મહામનુ દેવછો-" ભયભીત લેશ થશો નહિ!
સિંહનાં૦

નિષ્કામ આતમભોગ વીણ, સ્વાતંત્ર્ય કો દિન સાંપડે!
સ્વાતંત્ર્ય વિણ શ્રેયસ તણી આશા ઉરે ધરશો નહિ;
સિંહનાં૦

ધરમૌનના માડી! હવે વાણી અપી! નવજીવની,
જ્યોતિ જ્વલંત અખંડ બસ પ્રગટાવજે ભારતમહીં;
પ્રગટાવજે ભારતમહીં? પ્રગટાવજે ઘટઘટમહીં?
સિંહનાં સંતાન

મુરારી લાલજી વ્યાસ-

૨૪

કબતક પિયોગે પ્યાલે, ભારતકે રહનેવાલે,
અબ આંખે ખોલ દેખો; હિંદોસ્તાન વાલો.
ગોરોંને તુમકો લુંટા, સદિયોસે તુમકો મારા,
ક્યોં બેખબર પડે હો, ભારતકે નૌ નિહાલો,

કપડા રહા તન પૈ, ખાને કા (નહિ ઠિકાના
કુછ નહિ હૈ,
કરતે ગદા ગિરી હો, શાહોંકે નામવાલો.
સુંદર ભવન કહાં વે રતનોંસે જો જડેથે,
ઉનકા પતા નહિ હૈ, ભારી શાન નવાલો.
સંતાન જો તુમ્હારી, ફિરતી હૈ મારી મારી,
કરતી હૈ આહો જારી, ભીષ્મકે નામવાલો.
દુનિયામેં અબ હમારા, કુછ ભી નહિં ઠિકાના,
મિલતી હૈ હમકો ગાલી, ભારતકી આનવાલો
આપસકી ફુટ ભાઇ, હમપર યહ રંગ લાઇ,
તબહીનો માર ખાઇ, ઉંચે નિશાનવાલો.
ધર્માત્મા વહી હૈ. કરતે જો દેશ સેવા,
વિનતી યહી હૈ મેરી, ભાઇ ઈમાનવાલો

સ્વામી સત્યદેવજી—

૨૫

ભારતભુમિના વીર બાળકનું હૃદય ધબકજોરે—હાંરેહા
સ્વદેશ ભક્તિનું શુભ શ્રોણીત રગરગ વહેજોરે
સુવર્ણ ભુમિ ભારત આ પહેલાં, હરનિશ કહેવાતી—હાંરેહા
સ્મશાન સમાન કરી મુકી, લુંટીને ભિખારી
દેશમાંહુ કાંઇ ભુખે મરતાં, લાખો નરનારી—હાંરેહા
મ્લેચ્છ સત્તાની એ બલીહારી, જોઇ લેજો માની

જોર આપણું રોવામાં રહી ઢયો ગગન ગજવી–હાંરેહા
ન્યાય આપશે ન્યાય સત્તા, સુણીને આ કહવની

---

### ૨૬ ફરી દેખાડશો કયારે?

અમૂલાં ધર્મ પુર્વજના, કરી દેખાડશો કયારે,
પરાક્રમ વીર તનુજોનાં, કરી દેખાડશો કયારે.
હતા પુર્વ બહુ મોટા; થયા સૌથી હવે છોટા,
પડયા જે વીર્યના તોટા, ભરી દેખાડશો કયારે.
કહો છો વીર પુત્રો છે. કહો છો સૌ સુપુત્રો છો,
બતાવી પાતત્રના પહેલી' કરી દેખાડશો કયારે,
કહો છો યજ્ઞ વેદીમાં, ધુનીતે ધમ ધમાવીને,
જગત્ પાવન કરી દેવા , કરી દેખાડશો કયારે,
હતા દાને હવજ્ઞ શૂરા, કરણુને પાર્થ સમવીરા,
ફરીને એ બધા હીરા, ફરી દેખાડશો કયારે.
હંમેશા દેશ હિત ચ્હાતા, હૃદ્દશના નીરમાં ન્હાતા,
મહા બળવાન એ મદમાતા. ફરી દેખાડશો કયારે,
સમરના નામ કરનારા, અમર બહુ કામ કરનારા,
અચળ ઉત્સાહ ધરનારા; ફરી દેખાડશો કયારે.
અખંડિત ધૈર્ય ધરનારા, અમર યશ કીર્તિ વરનારા,
અરિનું હીર હરનારા ફરી દેખાડશો કયારે.
પ્રતાપી પ્રાણ દેનારા, અધરના કષ્ટ હરનારા.

કસોટી તીવ્ર સહેનારા; ફરી દેખાડશો ક્યારે.
કર્યા જે તેમણે કામો. ઉઘાડયાં સ્વર્ગનાં દ્વારો.
તમેયે એ સમાનામો ફરી દેખાડશો કયારે.

### ૨૭ અબ ક્યાહે હાલ તેરા.

બતલાદે બૂઢે ભારત. અબ કયા હે હાલ તેરા
કયોં હો રહા હે ઐસા. ચેહરા નિઢાલ તેરા–બતલાદે
મુદત તલક રહાતુ, મહબુબરૂએ આલમ.
થા કિલ ફરેબ બેહદ, હુસનો જમાલ તેરા–બતાલાદે
શૈદાથી તુઝપે દિલસે, યોરપની જુમલાંકો મેં
બે ચૈનકરર હાથા, સબકો ખમાલ તેરા–બતલાદે,
દુનિયામેં કોનસા હે, મશહુર મુલ્ક ઐસા,
જાતા નહીં જહાંથી લદલદકે માલ તેરા–બતલાદે
જીસકી વજહસે થાતું, મશહૂર કુલ જહાંમે,
કિસને મીટા દીયા વહ, કસબો કમાલ તેરા—બતલાદે,
ડાકુ લુટેરે આકર, હે કર ગયે સરાસર,
દસ્તે સિતમસે જાલીમ. ઘર પાય માલ તેરા—બતલાદે
હાલત કો દેખ તેરી છાતી ફટી હૈ જાતી,
દિલકો દુ:ખાં રહા હે, રેજો ચમાલ તેરા—બલતાદે.
સંતતિ તેરી જબતક, હે.ગીન તેરી રક્ષક,
સાલીગ ન દૂર હોગા, હરમીક જવાબ તેરા,

સ્વામી સત્યદેવજી.

## ૨૮ મેરા વતન.

મેરાવતન વહી હૈ—મેરાવતન વહી હૈ.
વહતી જ હાંપે ગંગા યમુનાકી સ્વચ્છતા ધારા,
ઋષિયો તે જીસકે તટપર ઇશ્વરકો થા વિચારા. મેરા
પૈદા હુએ જહાંપર, શંકરસે બ્રહ્મચારી,—
વિદ્યાકે બલકો જીસકે, માને હૈ સૃષ્ટીસારી,— મેરા
સિયાંરામ જાકી ભકિત, તુલસીકા દૈવી ગાંનાં,
હુએસુરભી યહીંપર, જીન કૃષ્ણયશ બખાને— મેરા
ભારતની ગૌદખેલે, બડે શૂરવાર ભાઇ,
રણભૂમિમેં જીન્હોને, થી વીરતા દીખાઇ— મેરા
હૈ સત્ય યહ સંદેશા, કુછ દુઃખ નહિ રહે ગા,
સબ ભારતીય મિલકર, પ્રસન્ન હો કહેંગે— મેરા
ભારત વતન હમારા, ભારત વતન હમારા,
મેરા વતન વહી હૈ, મેરા વતન વહી હૈ.

સ્વામી સત્યદેવ.

## ૨૯

જનની ભારત આજ હમકો, મધુર વીણા સુના રહી હૈ
સ્વતંત્રતાકા રાગ ગાકર, માનો અમૃત પીલા રહી હૈ.
સૈંકડો વર્ષોસેં હમથે, ભાગ્ય હીકે ફેરમેં,
ઉસકી નિર્ભયતા છુડાકર, સ્વાવલંબન સીખા રહી હૈ.
થા નિરાશાકા ભયાનક, ભૂત જો હમપર ચઢા,
રાષ્ટ્ર કે સંગીત બલસેં, શીઘ્ર ઉસકો ભગા રહી હૈ

ફિર ભલામેં હીનતાકે, શબ્દકૈસે કહુ સકું,
જબકી માતા મીઠે સ્વરસે, શક્તિ મંત્ર પઢા રહી હૈ

સ્વામી સત્યદેવ.

## ૩૦ જનની સેવા.

જનની સેવનનો મધુ મધુરો અવસર ક્યાં મળેરે,
અવસર ક્યાં મળેરે, જગજીવ્યું ફળેરે. જનની.
નવનિધ લાડ નિશદિન ઝુલવે
ઉર હીર પાળી હૈયે હુલવે,
અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં મળેરે. જનની
પ્રભુ પુર ગૌરવ વદને મલકે
મંજુલ મોહક અંતર ઝળકે
નવનવ સાને શીખ દે આજ પળેપળેરે. જનની
ઉત્તમ શોણિત જનની કાજે
રેલાયે શું વધુ કહેવાશે
કિસ્મત ક્યાથી ભારત હિત કાયા ઢળેરે જનની

વસંત વિનોદી.

## ૩૧ અમ દેશને કાજે

સૂતાતા બાણ શય્યામાં. પિતામહ ધર્મને કાજે,
સહીશું ને વહીશું સહુ, અમારા દેશને કાજે.
જીરવશું ઝેરના પ્યાલા, ગણી સાકર સમા મીઠા,
ખમીશું, ઝુઝશું, જીતશું, પડીને મૃત્યુના મુખમાં
અમોને દેશની સેવા, એ એકજ એક સુખ છે હા,

ખરેખર દેશની સેવા, છે દુર્લભ દેશને પણુ હા
ઉઠો જાગો બોલાવે મા, નગારા યુદ્ધના વાગે;
ગાજે છે તોપ દુશ્મનની, કસોટી વીર છે આજે.
ઝભુકતા તોપના ગોળાની પહેરીશું અમે માળા,
અમે શસ્ત્રોના સાગરને, અને અગ્નિ તણી જ્વાળા.
ઝીલીશું ને જીરવશું હા, અમારા દેહના કવચે,
અડગ અમ હાથને હૈયાં, અમારા દેશની ફરજે
અમર અમ દેહને આત્મા, અમર અમ ધર્મને કીર્તિ
અમર અમ માત ભારતને, અમર અમ દેશની પ્રીતિ

## ૩૨ અમે હિન્દી.

અમે ભરત ભુમિના પુત્રો ! અમ માત પુરાણુ પુવિત્ર,
છે જેનાં સુંદર પૂત્રો ઝળકાવે ઉચ્ચ ચરિત્ર.
અમ અંતરને ઉદ્દેશી કરશું હોંકારા હમેશ,
અમે હિંન્દી હિંદી હિંદી છે હિન્દ હમારો દેશ,
અંધાર વિષે અથડાતાં કે ફરતાં મળી પ્રકાશ.
પડતાં રડતાં રગડાંતાં કે કરતાં હાસ્ય વિલાસ.
પળપળ અમ ઉર નિધિએથી હા ઉછળે ઉર્મી અશેષ.
અમે હિંદી હિંદી હિંદી છે હમારો દેશ.
કયાં હશે હિમાલય જેવો કયાં પુણ્ય પવિત્રજ ગંગ
કયાં મળે અલૌકિક એવાં સૌ દેશ તણા બહુરંગ
કયાં મુનિ ઇશ્વરજન બેસી કરતાં પ્રભુ ધંધ ઉજેછ—અમે હિંદી

ક્યાં રામ ઘુમ્યા ! ક્યાં ગજર્યા અર્જુન વિક્રમને ભીમ !
ક્યાં રજપુત વીર ઝઝુમ્યા બળ દાખવવા અસીમ !
રે ભુલીયે તે રીતે શી, અંતરથી લવલેશ ? અમે હિંદી.
નથીરે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ,
કંઈ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ. અમે.
ધમધમ ધરણી ધ્રુજવશું અમ દેશ તણા કરી ગાન,
જય જય જય નાદ કરીશું, દઈશુ મોંઘા અમ પ્રાણ.
એ ભક્તિ વશી ઉર તે શી, દેજો શક્તિ પરમેશ. અમે હિંદી

## ૩૩ ભરતભુમિને માટે હું શું કરૂં.

મારી ભરત ભુમિને કાજે હું શું શું કરૂં રે;
ઉદય થયો ઉદર એનાથી, તન પોષાયું અન્નજળ જેનાથી,
અંતે આશ્રય આપે હું જ્યારે મરૂં રે— મારી.
કેળવણી દઇ સર્વ કળામાં શ્રેષ્ઠ ગનાવ્યો જન સઘળામાં,
અંકેરહિ વિધ વિધ વૈભવથી ઉછરૂં રે— મારી.
વિપત સમયમાં વ્હાલ વધારી, દઇ ધીરજ દુઃખથી લેનારી;
જનની બાંહ્ય ગ્રહીને સુખે સંચરૂં રે— મારી.
મહદા ભારે મનમાં ધારી તનમનધન નાંખું ઓવારી.
લૂણ હરામી મટવા શ્રમ સાચો કરૂં રે— મારી.

## ૩૪ ભારત ભુમિની સ્થિતિ.

ભારત ભુમિ જાય રસાતળ, ઓ ભારત તન જાગોરે;

આર્ય તનુજ તેજસ્વી બળીમાં, લાંબા થઈશું સુતારે;
જાગો કુળ જાતિપર ૧ચારા, હાય પડે છે જૂતારે—ભારત.
જે દેશમાં પરદેશી લોકો, શાતા થઈ શું ફરતા રે,
તે દેશના બાલુડા તમને, ખાવાના પણ સાંસારે—ભારત.
લાખો જન રોળાઈ જાયે, નિજ દેશોને માટેરે,
મારો હિંદ કહે નહિ કો જન, એ દેખી ઉર ફાટેરે—ભા.
ઉજ્જવલ કીર્તિ આર્ય જનોની, જાહેર જગમાં જૂનીરે,
આપ છતાં ભુંસાઈ જાયે, વાત ન નાની સૂનીરે—ભારત.
દેશી માલ નજરે નવ આવે, વિદેશે મન મોહ્યુંરે,
ફેશન ફાંસો ઘાલી પ્રીતે, જીવન સાધન ખોયુંરે—ભારત.
ભ્રાતૃભાવ ગયો સંતાઈ કલેશ ઉછેર્યો ભાવેરે;
હું ઉંચો તું નીચો હા શિવ, કેમ અધમતા નાવેરે—ભારત.

